# શ્રી નવદુર્ગા નવરાત્ર સ્તવન.



। मंगलं दिशतुनो विनायको, मंगलं दिशतु नः सरस्वती ।
॥ मंगलं दिशतु नः समुद्रजा, मंगल दिशतु नो महेश्वरी ॥



આ પુસ્તક મુંબઇ મધ્યે ખેતવાડી ૧૦ મી ગલીમાં આવેલા ધી ગુર્જર
ગૌરવ પ્રીન્ટીંગ પ્રેસમાં પી. યુ. દાસે છાપ્યું.

# "શ્રી નવદુર્ગા નવરાત્ર સ્તવન."

## ભાગ પહેલો.

—;o;—

મંડળના નવરાત્રી મહોત્સવમાં, ગવાતી સ્તુતિ, પ્રાર્થના, ગરબા, છંદ, આરતી, મંત્ર પુષ્પાંજળી વિગેરેનો સદરહુ મંડળ માટે ખાસ ભકતોપયોગી સંગ્રહ.

—(o)—

## "શ્રી નવદુર્ગા નીતિ પ્રકાશ મીત્ર મંડળ."

(સ્થાપના, સંવત ૧૯૭૦.)

શાહ હરગોવીંદ આણંદજી દેશાઇની વાડી, ભુલેશ્વર, મુંબઇ ૨.

—;o;—


સંગ્રાહક અને પ્રકાશક,

**પુરૂષોત્તમ રેવાશંકર જોશી.**

**વલ્લભદાસ કંસનદાસ પારેખ.**

ઑ. સેક્રેટરીઝ એન્ડ ટ્રેઝરર.


—;o;—



—;o;—


પ્રથમાવૃત્તિ.] સંવત ૧૯૮૫ સને ૧૯૨૯. [પ્રત ૧૦૦૦.

—;o;—

**કીંમત રૂ. ૦-૪-૦**

સી. કે. કુરૂટવાલાનો બનાવેલો

# મહાશુદ્ધ મુખશુદ્ધી.

રજીસ્ટર નં. ૭૩, ટ્રેડમાર્ક.



બનાવનાર:

**છગનલાલ કાલીદાસ**

**કુરૂટવાલા.**

જનરલ મરચંટ એન્ડ કમીશન એજન્ટ.

**બરા બજાર**

**૯૬—૯૭, કલકત્તા.**

હમારો રજીસ્ટર નંબર ૭૩, **લક્ષ્મી પાનરત્ન મસાલો** તપાસી કરી લેવા ખાસ ભલામણ છે.

**લક્ષ્મી પાન રત્ન મસાલો** પાનમાં ખાવાથી કંઠ ઉપર ઘણીજ અસર કરે છે અને જાગરણો કરનારા તથા મગજને શાંત તથા ગાનારાઓ એ શોકીન પ્રજાઓને **લક્ષ્મી પાન રત્ન મસાલો** પાનમાં ખાવાથી ઘણોજ આનંદ આપે છે.

**ડબાની કીંમત રૂ. ૧-૪-૦.** પોસ્ટેજ રૂ. ૦-૪-૦ વધુ.

એક ડજન સામટા મંગાવનારને **રૂ. ૧૩-૮-૦** અગાઉથી મોકલનારને પોસ્ટેજથી ફ્રી પોંચાડવામાં આવશે.

પત્રવહેવાર નીચેના સરનામે કરવો—

સોલ એજન્ટ—**હરકીશનદાસ ઠાકોરદાસ અત્તરવાલા,**

**ભુલેશ્વર મહાદેવના મંદિર પાસે, મુંબઇ નં. ૨.**

## સંવત ૧૯૮૫ ની મહામાંગલ્ય નૂતન ગરબી.



મંડળના ઉત્સાહી સેવકો,

**ગરબી બનાવનાર:—મીસ્રી મુળચંદ રામનાથ.**

**ઇલેકટ્રીક ફીટીંગ કરનાર:—મી. શીવપ્રસાદ લક્ષ્મીશંકર ઉપાધ્યાય.**

# પ્રસ્તાવના.

પરમ કૃપાળુ કૃપાનિધિ જગચાલક જગદીશ્વરની પરમકૃપાથી અને શ્રી આદ્ય શકિત શ્રી નવદુર્ગા માતાજીનાં આશીર્વાદથી પંદર વર્ષના અવધિમાં માતાજીના પ્રસાદીરૂપ સદરહુ મંડળ પોતાની શકતી મુજબ યોગ્ય સેવાઓ બજાવી નીતિના નામને યોગ્ય રીતે પ્રકાશમાં લાવી શકયું ! આ વર્ષ એટલે સંવત ૧૯૮૫ ના વર્ષ દરમ્યાન મંડળના સંચાલકોએ કેટલાક બંધુઓના આગ્રહને માન આપી શ્રી નવરાત્ર મહોત્સવ દરમ્યાન ગવાતી સ્તુતિ, પ્રાર્થના, ગરબી, છંદ વિગેરે દરેક સ્વયંસેવકોને કંઠસ્થ થાય અને પધ્ધતિસર ગાય તથા નવરાત્ર મંડળીમાં ભાગ લઇ શકે તેના મુખ્ય જરૂરી આશયથી "શ્રી નવદુર્ગા નવરાત્રી સ્તવન" નામક ચોપડી બહાર પાડી તેનો લાભ દરેકને આપવા અનુમતિ દરશાવી, જે મુજબ સદરહુ સ્તવન આપ મેમ્બર ભાઇઓ અને જનતા સમક્ષ મજકુર મંડળ તરફથી રજુ કરવાને શકિતમાન થયો છું, જે માટે સર્વ શકિતમાન શ્રી નવદુર્ગા માતાજીનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું, અને ભવિષ્યના દરેક કાર્યો અને પ્રવૃતિઓ શ્રી આદ્યશકિત દ્વારાજ તેમનીજ પ્રસાદીથી પાર પડવાની ઇચ્છા રાખું છું. સાથે આશા રાખી શકું કે અમો મંડળનો આ પ્રયત્ન પણ અવશ્ય જાહેર જનતાના સંપૂર્ણ આ દર અને અનુગ્રહને પાત્ર થશેજ.

આ મંડળની શરૂઆતમાં આ જ્ઞાન અમો બાળબંધુઓમાં ઘણું જુજ હતું. ઘણાખરા ખરી પદ્ધતીથી ગાઇ શકતા નહતા. પણ સુભાગ્યે અમારા પુજ્યપાદ જોશી વૈકુંઠરામ ગંગારામે કે જેઓ નવરાત્રી દરમ્યાન શ્રી માતાજીના મંદીરે ચંદી પાઠ કરવા પધારતા જેમણે અમારી અરજ વિના સંકોચે ધ્યાનમાં લઇ અમોને પ્રતિવર્ષ યોગ્ય તાલીમ આપી નવું પ્રોત્સાહન અને ઉત્સાહી યુવકોમાં નવચેતન રેડયું અને જેનીજ આ પ્રસાદી માત્ર છે. અને તેઓશ્રીની અતુલ મહેનતનું ફળ છે, અને ધીરેધીરે વધુ ને વધુ આગળ પ્રવૃતિમાં વધી શકયું છે, કે જે તેઓશ્રીનેજ આશીરવાદરૂપ છે. કલ્યાણકારી

શ્રી નવદુર્ગા માતાજી પ્રત્યે વિનંતી છે કે અમો મંડળના એ ઉધ્ધારક પોતાની સદરહુ સંસ્થા પ્રત્યેની લાગણી અને માન ચીરંજીવી બનાવે. અને મંડળના આદર્શ નીસ્વાર્થી લીડર બને અને પ્રતિવર્ષે તેવો લાભ આ મંડળને અર્પણ કરે.

આ ગ્રંથ તૈયાર કરવામાં મંડળના અગ્ર ગણ્ય સભાસદો શ્રી શિવપ્રસાદ લક્ષ્મીશંકર ઉપાધ્યાયે તેમજ શ્રીયુત મગનલાલ રેવાશંકર જોશીએ આપેલી કીંમતી મદદ માટે મંડળ તરફથી આપનો આ સ્થળે ખાસ આભાર માનું છું.

વિષેશમાં આ પુસ્તકનો નવરાત્ર મહોત્સવમાં ભાગ લેતા સભાસદો અને હિતેચ્છુ ગ્રહસ્થો જરૂર સદઉપયોગ કરી શ્રી નવદુર્ગાની નવરાત્ર ભકિતીમયી રાત્રીઓ પદ્ધતીસર સ્તુતીમાં અને પદો ગાઇ પોતાના જીવનને કૃતાર્થ કરશે અને તેવો લાભ પોતપોતાના સ્નેહિ વર્ગને આપશે તો અમે અમારો આ અલ્પ પ્રયત્ન સફળ થયો છે એમ માનીશું. અને જેને માટે મંડળ તેમનું ઘણુંજ આભારી રહેશે.

અંતે વિજયદાતા આદ્યશકિત શ્રી નવદુર્ગા માતાજીના પવિત્ર ચરણોમાં મસ્તક નમાવી પ્રતિદીન અધકયતા સંપ અને ઉત્સાહથી સદરહુ મંડળના યશસ્વી વિજયની આકાંક્ષા રાખી અત્રે વીરમીશ. અસ્તુ.

શા. હરગોવિંદ દેશાઇની વાડી,
ભુલેશ્વર,
**મુંબઇ નં. ૨.**
સંવત્ ૧૯૮૫ ના શ્રાવણ
સુદી પૂર્ણીમા

લી० મંડળનો,
**દાસાનું "દાસ"**
**પુરૂષોત્તમ રેવાશંકર જોશી,**
**ઑ. સેક્રેટરી એન્ડ ટ્રેઝરર.**

—:o:—



# ॥ वन्दे मातरम् ॥

---

[ રાગ બંગીય કાફી, તાલ દીપચંદી. ]

## વન્દે માતરમ્.

સુજલામ્ સુફલામ્ મલયજશીતલામ્
શસ્ય શ્યામલામ્ માતરમ્
શુભ્ર જ્યોત્સ્નાં પુલકિત યામિનીમ્
ફુલ્લકુમિત દ્રુમદળ શોભિનીમ્
સુહાસિની સુમધુર ભાષિણીમ્
સુખદામ્ વરદામ્ માતરમ્
વન્દે માતરમ્

—;o;—

(૨)

નિત્યાનંદ કરી વરાભય કરી સૌંદર્ય રત્નાકરી,
નિર્ધુતા ખિલ ઘોરપાવનકરી પ્રત્યક્ષ મહેશ્વરી.
પ્રાલેયાચલ વંશ પાવનકરી કાશીપુરા ધીશ્વરી,
ભિક્ષાન્દેહી કૃપાવલંબનકરી માતાન્ન પૂર્ણેશ્વરી.

—;o;—

(૩)

ન મન્ત્રો કે તન્ત્રો, જનની! નવ જાણું સ્તુતિ કથા,
ન જાણું મા! પૂજા, તુજ સ્વરૂપનું ધ્યાન અથવા.
ન જાણું હું મુદ્રા વિવિધ વિધિ પાઠો તુજતણા,
પરંતુ જાણું કે તવશરણ છે ક્લેશ હરતા.

——;o;——

(૪)

## સ્તુતિ.

દેવી ઉગારજો સંકટથી, વિનવે મંડળ નીતિ પ્રકાશ. ૨.
અમ કાર્ય સફળ સૌ કરજો, વિનંતી આ કાને ધરજો. ૨.
જ્યાં ત્યાં અમારી વ્હારે ચડજો, વિનવે મંડળ નીતિ પ્રકાશ. ૨.
નવરાત્ર અમો ઉજવીએ, ને ધ્યાન તમારૂં ધરીએ. ૨.
આશીષ તમારી ચાહીએ, વિનવે મંડળ નીતિ પ્રકાશ. ૨.
અમો પ્રણામ કરીએ તમને, સદ્બુદ્ધિ આપો અમને. ૨.
નિભાવો સદાય આ મંડળને, વિનવે મંડળ નીતિ પ્રકાશ. ૨.
માતા વધુ શું કહિએ, અમો બાળ તમારાં છઇએ. ૨.
તમ ચરણે નીશદિન રહીએ, વિનવે મંડળ નીતિ પ્રકાશ. ૨.

——;o;——

## (૫)

### (અમરાપુરી સમ.)

નવરાત્રી મહોત્સવ ઉજવવા. ૨.
પ્રેમ થકી આજે, અરે સૌ બંધુઓ આવો. ૨.
સંકટ સમયે શ્રી નવદુર્ગા, વ્હારે અમારી આવે. ૨.
ગુણ ગાજો માતાનાં હોંસે, ભક્તિ કરો ભાવે.—અરે.
પ્રકાશ કરીએ નીતિ મંડળને, આશ્રય એક તમારો. ૨.
બાળ અમો સહુ માતા ત્હારાં, આ ભવ પાર ઉતારો.—અરે.

——;o;——

## (૬)

### (રાહ—તમારાં શા કરૂં સન્માન.)

માતા અમો આવ્યાં તમારે દ્વાર. ૨.
પ્રણામો કરીએ વારંવાર. (૨) માતા અમો.
શીશ નમાવી વંદન કરીએ, લેવા આશીરવાદ;
તમારો લેવા આશીરવાદ.—માતા.
ભુલ ચુકની માફી માંગે, મંડળ નીતિ પ્રકાશ.—માતા.

——;o;——

## (૭)

### (રાહ—વિશય વાત મમ માત તજીને.)

પૂજન કરીએ પ્રીત થકી ગરબીનું બંધુઓ આજે,
આનંદથી ઉત્સાહ ધરી ગરબીને પધરાવીએ.—પૂજન.
ચુવાચંદન કુમકુમ કેસર ધુપ દીપથી શોભાવીએ,
અબીલ ગુલાલને પૂષ્પમાળથી પ્રસાદ પ્રેમે ધરાવીએ,
આરતી કરીએ આદ્યશકતીની સ્તુતિ પ્રાર્થના ગજાવીએ.—પૂજન.

( ૮ )

## મંગળાચરણ.

નમીએ શ્રી નવદુર્ગાને વારંવાર.—૨.
કરીએ વંદન ઇશ્વરીને લાવી વ્હાલ.—નમીએ.
સરસ્વતી પરમેશ્વરી તું ભગવતી ભવાની તું,
કર કૃપા દયાળી તું.—નમીએ.
અમે કરીએ તમને પ્રણામ કષ્ટ કાપજો તમામ,
જપીએ નીત્ય તમારૂં નામ.—નમીએ.

——;o;——

( ૯ )

જન તમામ કરી પ્રણામ, સ્તુતિ ઉચ્ચારીએ. (૨)
પૂરોની કામ મનની હામ, દુઃખ વિદારીને.—જન.
હાલ હિંદના એ હાલ, તે વિચારીને. (૨)
ધરીને વ્હાલ લાવી ખ્યાલ, લે ઉગારીને.—જન.

### સાખી.

પૂતકપૂત જો થાએ, નીતિથી દૂર જો થાએ,
તો પણ માએ થઇ તું સ્હાએ, લે બચાવીને.—જન.

——;o;——

( ૧૦ )

( રાગ—દાસ પરે. )

ભકિત કરો સહુ ભાવેરે, આદ્ય શકિતની ભકિત કરો સહુ ભાવે.
સંતતી સંપત્તી મળશે, દુઃખ ટળી જઇ સુખ મળશે,
ફરી અવસર નહી મળે આવો આવોરે.—આદ્ય શકિતની.

(૫)

નવરાત્રી હોંસે ઉજવો, કીરતીનો ડંકો બજવો
મંડળ નીતિને શોભાવોરે.—આદ્ય શકિતની.

——;o;——

## (૧૧)

મંડળે જમાવ્યો, ગરબી તણો દમામ.—(૨)
ગુણ ગાન ત્હારાં ગાઇએ, અમો બાળકો તમામ.—અમો.

ઘૃતના દીવા કર્યા ને પુષ્પના શણગાર,
ધરાવીએ નૈવેદ્ય માતા, કરી લ્યો સ્વીકાર. માતા કરી.—મંડળે.

શોભા બની શી લ્હાઇકની, કહેતાં ન આવે પાર,
ઉજવીએ નવરાત્ર, અમો નમીએ વારંવાર.—અમો. મંડળે.

——;o;——

## (૧૨)

( સૃજેલાં શ્રી પ્રભુજીએ )

વિજય આપો આ મંડળને, કહીએ હસ્ત જોડીને.—૨
સુબુદ્ધિ આપજો અમને, કહીએ હસ્ત જોડીને.—૨

### સાખી.

અમો નવરાત્ર ઉજવીએ, કૃપા કરજે દયાળી તું,
સ્તુતિ ગાઇએ તમારી સહુ, વધાવીએ પુષ્પથી તમને;
અમારા સર્વ ગુન્હાઓ, ક્ષમા કરજો અહો માતા,
આશીશ આપો નીતિ પ્રકાશ, સદાએ મિત્ર મંડળને.—વિજય.

——;o;——

(૧૩)

( પ્રેમ વશ પાતળીઆ. )

નિત નિત દેવીને સમરીએ, પ્રીતે અભિવંદન કરીએરે.-નિત નિત.
અનેક રાક્ષસો માએ માર્યા, શુંભ નીશુંભ સંહાર્યા,
દુખડાં દેવોના ટાળ્યાં નિજ ભકતજનોને પાળ્યારે.-નિત નિત.
આદ્ય શકિતની સેવા કરીએ, તો ભવ સાગર તરીએ,
નવદુર્ગા માને વિનવીએ, તમ ચરણે નીશદીન રહીએરે.-નિત નિત.

——:o:——

(૧૪)

( રાગ—રાણા અચો. )

ભાઇઓ દેવીને પ્રેમે સમરીએ.—(૨)
આ અમુલ્ય લ્હાવો લઇએરે.—ભાઇઓ.
આપણુ સૌ મળી આનંદ કરીએ,
નવરાત્ર કેરા દિન ઉજવીએ, નવદુર્ગા માને રીઝવીએ.-ભાઇઓ.
કુંમકુમ અક્ષતથી પુજન કરીએ, પ્રેમથકી પુષ્પમાળા ધરીએ,
આનંદે આરતી કરીએરે, ભાઇઓ દેવીને પ્રેમે સમરીએ.

——(o)——

(૧૫)

( ઘડી એ ઘડી. )

જન્મી જગતમાં બંધુ ભકિત કરો—૨.
ભકતીકરો આ ભવસાગર તરો.—જન્મી જગતમાં.

### દોહરો.

જનની જણ તો ભકત જણ, કાં દાતા કાં શૂર,
નહિ તો રેહજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.—જન્મી.

જે નરનારી આ જગતમાં, ગુણ દેવીનાં ગાય,
સુખસંપતી આયુષ્ય મળશે, ભવ પ્રાયશ્ચીત જાય.—જન્મી.

——:o:——

## (૧૬)

### (નથી પ્રેમમાં સાર.)

આ દુનિયામાં એકજ સાચું, આદ્ય શકિતનું નામ,
ભકિત કરતાં કાંઇ ન બેસે, એક પાઇ પણ દામ.—આ.

નવદુર્ગાની મંગળ મૂરતીનું, ધરજો નીત્યે ધ્યાન,—ર.
ગાન મધુરાં ગાવો ભાવથી, કરી લ્યો અમીરસપાન.
સાચું આદ્યશકિતનું નામ.—આ.

——:o:——

## (૧૭)

### (સરજનહારે સરજી.)

ભકિત વિના આ ભવ સાગર, કહોની કેમ તરાય,
બંધુ કહોની કેમ તરાય.—ર.

પ્રેમથકી જો ભકિત કરીએ, તો ભવસિંધુ તરાય.—ર.
ભકિત ધ્રુવ પ્રહલ્લાદે કીધી, અવિચળ પદવી પ્રભુએ દીધી.—ર
કળિયુગમાં એ બાળભકતનાં, અમર નામ કહેવાય,
ભક્તનાં અમર નામ કહેવાય.—પ્રેમ.

ભકિત થકી ભવબંધન ટળતાં, અમુલ્ય સુખડાં સ્હેજે મળતાં,
જીવનનું સાફલ્ય આ જગમાં, ભકિતરસ કહેવાય.
જગમાં ભકિત રસ કહેવાય.—પ્રેમ.

——:૦:——

(૧૮)

## શ્રી સામુદ્રી સ્તુતિ.

( રાગ—દેવી ઉગારજો. )

જય જય સામુદ્રી કુળદેવી, તમને નમીએ વારંવાર.
માજી વસ્યા છો સોરઠ દેશે, મા સદાય બાળે વેશે,
વળી દીસો છુટા કેસે, તમને નમીએ વારંવાર.—જય.
પીપળવાસી ધાબળીયાળાં, પાસે છે દેવી અન્નપૂર્ણા,
માજી કરજો અમપર કરૂણા, તમને નમીએ વારંવાર.—જય.
ઝાડોની ઘટા છે ભારી, અંતરને શાંતિ દેનારી,
મંદીરની શોભા છે બહુ સારી, તમને નમીએ વારંવાર.—જય.
કંડોળીઆ ને કપોળની, કુળદેવી સોરઠઆની,
તમને ભજે સહુ જ્ઞાની, તમને નમીએ વારંવાર.—જય.
જપીએ તમારા જાપો, સન્મતિ સદાય આપો,
કાપો ત્રિવીધના તાપો, તમને નમીએ વારંવાર.—જય.
કહે દાસ મગન અહો માતા, તમો જ્ઞાન તણા છો દાતા,
આપો સદા સુખ સારાં, તમને નમીએ વારંવાર.—જય જય.

——(૦)——

(૧૯)

## છંદ.

અહો માત મારાં, તુહિં અંબે રાણી,
વિવેકે કરી દાસ ચેહર વખાણી.
ઉભા હાથ જોડી કરૂં સેવા તમારી,
માટે અહો દેવી આપ લેજો ઉગારી.—૧

પાયે ઝાંઝરાં જણકારે મા વાગે,
એવાં અંબે દેવી તખતપર બિરાજે.
માટે માત મારી દયા દેવી લાવો,
સદા દાસને દુર્ગુણોથી બચાવો.—૨

કુબુદ્ધિને કાપો સબુદ્ધિ માં આપો,
સદાય આપ સેવકના દુર્ગુણો કાપો.
જેવો તેવો પણ હું દાસ છું તહારો,
માટે એ માતા સંકટથી ઉગારો.—૩

રખડતો રવડતો તુજ આસરે મા,
માટે ન છોડું હવે તો તુંને મા.
બાલાપણેથી તુને મા સમરતો,
બીજે આત્મા મારો ન ભળતો.—૪

માટે માત મારી દયા દેવી લાવો,
સદા દાસને દુરગુણોથી બચાવો.
સદા તુજ નામે સુખેથી હું રહેતો,
આપો જેવી બુદ્ધિ તેવા બોધ દેતો—૫

કૃપાળુ એ દેવી તમે છો રૂપાળા,
સહજે કરીને તમોને નીહાળ્યાં

દીસે કાંતી કોમળ અહો મા દયાળી,
ભાંગો દુઃખ ભકતના હે દયાળી.—૬

કુડીલો યા ક્રોધી હું છું દાસ તારો,
માટે માત મારી સંકટથી ઉગારો.
આપ આપો બુદ્ધિ તેવા કાર્ય કરતો,
કુકર્મોથી બાલાપણેથી હું ડરતો.—૭

સુતા બેસતાં તુજ ધ્યાન ધરતો,
તેથી ઓ માતા ન ફીકરો હું ફરતો.
માટે માત મારી દયા દેવી લાવો,
સદા દાસને દુરગુણોથી બચાવો.—૮



॥ શ્રી ॥

## સ્તવન (ગરબી.)

### શ્રી ગણપતીની સ્તુતિ.



દુંદાળા દેવ વિઘ્ન હરણ લંબોદર નામ તમારૂં,
સહુ કરતા સેવ, સિધ્ધી બુદ્ધિના સ્વામીને હૈડે ધારૂં. (ટેક.)

ગજમુખ સનમુખ થાઓ સ્વામી,
ઘણું રૂપ ઘણું ન મળે ખામી,
દુ:ખડાં ટાળો અંતરયામી.—દુંદાળા. ૧.

મુખડું સીંદુરે છે રાતું,
લાડુડા સુંઢ વડે ખાતું,
તારૂં રૂપ દીસે છે મદમાતું.—દુંદાળા. ૨.

માથે મુગટ હીરા ચળકે,
તે ભાલ શશી ઉજવળ ઝળકે,
મુકતાફળ બે કાને લટકે.—દુંદાળા. ૩.

તારા ચાર ભુજ છે રૂપાળા,
કમંડળ, ફરસી ને માળા,
ચોથે કર પંક જપે માળા.—દુંદાળા. ૪.

ઉંદર વાહન છે રૂપાળું,
તે કાજળપે દીસે કાળું,
તારા રૂદે કમળમાં રહેનારૂં.—દુંદાળા. ૫.

તારી રિધ્ધી સિધ્ધી છે બે નારી,
તે ક્ષેમ કુશળની છે સારી,
તારી વાણી દીસે છે રૂપાળી.—દુંદાળા. ૬.

મંડળ સેવક છે તારૂં,
તારા હૃદય કમળમાં રહેનારૂ,
સદા નીતિએ પ્રકાશ દેનારૂં.—દુંદાળા. ૭

—;o;—

(૨)

## શ્રી નવદુર્ગાનો ગરબો.

રંગે રમે આનંદે રમે રે, આજ નવદુર્ગા રંગે રમે રે.
આદીતે આવ્યા અલબેલી, મંડપમાં મતવાલી ભમે રે.—આજ.
શોળે શણગાર માને અંગે સુહાવે, હીરલા રતન માને અરૂણા સમે રે.—આજ.
મંગળવારે માજી છે ઉમંગમાં, ચાચર આવીને ગરબે રમે રે.—આજ.
બુધવારે માજી બેઠા બીરાજે, રાસ વિલાસ માને ગાયો ગમે રે. આજ.
ગુરૂવારે આઇ ગરબે રમે છે, ચંદન પુષ્પ તે માને ગમે રે.—આજ.
ભ્રગુવારે માજી ભાવ ધરીને, બ્રાહ્મણ જમે તે માને ગમે રે.—આજ.
શનીવારે મહાકાળી થયા છે, ભિક્ષા ભોજન મન ગમતાં જમે રે.—આજ.
વલ્લભ કહે માને ભાવે ભજોને, રાસ વિલાસ માને ગાયો ગમે રે.—આજ.

—;o;—

(૩)

## ચાંચરનો ગરબો.

રંગમાં રંગમાં રંગમાંરે, બાળી બહુચર ખેલે રંગમાં.
અંબે બાળીને લીએ રંગ તાળી, થઇકાર થઇકાર થંભમાં રે.—બાળી.

અનેક અસુર માએ સંહાર્યા, શોભા બની માના સંગમાં રે.–બાળી.
શોભે શણુગાર માના અંગે સુહાવે, નક્ષી ચુની જડી છે માના નંગમાંરે.–બાળી.
ચાંચર આગળ છંદજ બોલે, ગરબે રમે છે આનંદમાં રે.–બાળી.
ચુવા ને ચંદન કેસર કસ્તુરી, અબીલ ઉડે આનંદમાં રે.–બાળી.
ચોસઠ જોગણીમાં ચાંચર ખેલે, ગરબો ગાયો આનંદમાં રે.–બાળી.
વલભ કહે માને ભાવે ભજોને, જઇ નાહ્યા તે ગંગમાં રે.–બાળી

—:o:—

## ( ૪ )

## દૈત્યોને રણુમાં રોળ્યાનો ગરબો.

દૈત્યોને રણુમાં રોળ્યા રે,
આજ દૈત્યોને રણુમાં રોળ્યા.
માર્યો તે મહીસાસુર મતવાળો,
ચંડમુંડ ચપટીમાં ચોળ્યો રે.—આજ.
શુંભ નીશુંભ તણાં શીરજ છેદ્યાં,
ધુમ્ર લોચન ધંધોર્યો રે.—આજ.
ભોંય પડયો કરે હોંકારા,
ત્રીશુળ ઉપર તોળ્યા રે.—આજ.
નવખંડમાં માએ નજરજ કીધી,
ખપ્પર લઇને ખોળ્યા રે.—આજ.
બ્રહ્માણી, ઇંદ્રાણી, મહેશ્વરી મળીને,
મદના પ્યાલા ઢોળ્યા રે.—આજ.
આઠમે દિવસે માએ જગનજ કીધો,
હવનમાં લઇને હોમ્યાં રે.—આજ.
કહે વલ્લભ તારો પાર ન જાણું,
બોતેર કોટી દૈત્ય બોળ્યા રે.—આજ.

(૫)

## શ્રી આદ્યશકિતનો ગરબો.

આદ્યશકિત તુજને નમું રે બહુચરી, ગણપત લાગું પાય,
દિન જાણી દયા કરોરે બહુચરી, મુખે માગું તે થાય.-૧.
વાણી આપોને પરમેશ્વરીરે બહુચરી, ગુણ તમારા ગવાય,
ચોસઠ બેનો મળી સામટીરે બહુચરી, કરતાં તે નીલ વિલાસ.-૨.
સંખલપુર ગામ સોહામણુંરે બહુચરી, ત્યાં તમારો વાસ,
સર્વ મળી કીધો સ્થાપનારે બહુચરી, ઠરાવ્યું બહુચર નામ.-૩.
સામસામા બે ઓરડારે બહુચરી, સોનું ઘડે સોનાર,
ઘડીઆં બાજુબંધ બેરખારે બહુચરી, ઘડીઆં એકાવન હાર.-૪.
પ્રથમ ચરીત્ર તમે કર્યાંરે બહુચરી, માર્યો તે મહીસાસુર,
રકત નેણ કરી મારીઓરે બહુચરી, રકત ચલાવ્યાં પુર.-૫.
માર્યા તે મૃગ બોલાવ્યા તે બહુચરી, આરાસુર તણાં ગઢમાય,
શુંભ નીશુંભ હાથે હણ્યારે બહુચરી, માર્યાં તેને પલમાય.-૬.
ઘોડીમાંથી ઘોડો કર્યો બહુચરી, સ્ત્રી માં થી પુ રૂ ષ,
હવે હૈયું નથી હાલતુંરે બહુચરી, કઠણ આવ્યો કળીકાળ.-૭
ધર્મ ગયું ધરણી ધશીરે બહુચરી, પુન્ય ગયું પાતાળ,
હોમ હવન ત્યાં થાયછેરે બહુચરી, શ્રીફળ ઘણેરાં હોમાય.-૮.
બ્રહ્મવેદ ભણાય છેરે બહુચરી, આનંદ ઓચ્છવ થાય,
કર જોડીને વિનવુંરે બહુચરી, વલ્લભ તારો દાસ.-૯.
સદા સેવક છે તાહરોરે બહુચરી, રાખો ચરણની પાસ,
ચરણ પખાળી તુજને નમુ બહુચરી, વઇકુંઠ રાખો વાસ.-૧૦.
મંડળ ભજે સદા તુજને હો બહુચરી, દેજો શુભ મતિ સાર,
ગાય, શીખે ને સુણે સાંભળેહો બહુચરી, બહુચર પુરે વાસ.-૧૧.

——(૦)——

( ૬ )

# શ્રી દેવીનો ગરબો.

દેવી દરશન દેજો દા’ડી દા’ડી, જગત જોગ માયારે.—ટેક
અંબા જોજો આંખ ઉઘાડી, જગત જોગ માયારે.
નવ નોરતાની રાત આવી, જગત જોગ માયારે.
તે તો જોતાં મારે મન ભાવી, જગત જોગ માયારે.
શકિત ગરબે રમવાને આવો, જગત જોગ માયારે.
નિત્ય નવા નવા રંગ જુલાવો, જગત જોગ માયારે.
દેવી બહુ રૂપે બિરાજો, જગત જોગ માયારે.
સદા સેવકના શીર પર છાજો, જગત જોગ માયારે.
દેવી માયા રૂપે મંમાયા, જગત જોગ માયારે.
દેવી ચૌદ બ્રંહ્માંડ નીપાયા, જગત જોગ માયારે.
દેવી કૃષ્ણ રૂપે થયા કાળી, જગત જોગ માયારે.
દેવી દીસો છો જુગમાં દયાળી, જગત જોગ માયારે.
વાજાં વાગે ને કાનવર નાચે, જગત જોગ માયારે.
તેની ધુન ગગન લગી ગાજે, જગત જોગ નાયારે.
ડે તાળી તણા પડછંદા, જગત જોગ માયારે.
નગ પહારે પૃથ્વી પડે, જગત જોગ માયારે.
સપ્ત પાતાળે શેષ ગગડે, જગત જોગ માયારે.
દેવી બહુ રૂપે બહુ બાળા, જગત જોગ માયારે.
દેવી કાપોની માહે કરી જવાળા, જગત જોગ માયારે.
દેવી ત્રાસ ત્રસંદીયું જાલ, જગત જોગ માયારે.
દેવી ચાલો છો ગદગદી ચાલ, જગત જોગ માયારે.
દેવી નાકે તે નીરમળ મોતી, જગત જોગ માયારે.
દેવી ચંચળ નયણે જોતી, જગત જોગ માયારે.

દેવી હાર તે હઇડે બહેકે, જગત જોગ માયારે.
ઘણાં પુષ્પ અનુપમ બ્હેકે, જગત જોગ માયારે.
દેવી ઘમઘમ ઘુઘરા વાગે, જગત જોગ માયારે.
તેની ધુન ગગન લગી ગાજે, જગત જોગ માયારે.
ફરે ફુદડી ને દીસે રૂડી, જગત જોગ માયારે.
માને હાથે સોનાની ચુડી, જગત જોગ માયારે.
દેવી સંવત અઢાર ઓગણચાલો, જગત જોગ માયારે.
દેવી સનમુખ સહુને નિહાળો, જગત જોગ માયારે.
દેવી આસો માસને બીજ અજવાળી, જગત જોગ માયારે.
ભ્રગુવારે સહાય થયા કાળી, જગત જોગ માયારે.
રાસ ગાયો મન ઉલ્લાસે, જગત જોગ માયારે.
છંદ ગાયો તે શીવરામ દાસે, જગત જોગ માયારે.
નવરાત્રીના શુભ દિન માહે, જગત જોગ માયારે.
ભકિત કીધી તે મંડળે ભલીભાતે, જગત જોગ માયારે.
શુભ મતિ દેજો અમોને ઉલ્લાસે, જગત જોગ માયારે.

——;O;——

( ૭ )

## શ્રી મહાકાળી સ્તવન.

ચલ્લુજીરાજ મહાકાળી પરતાપે રાજ કરો છો,
મા, ઉપર ભાવ, દૈયતને સુખ કરવા ધ્યાન ધરો છો.
ચંપક નગરી ત્યાં રાજે છે, ત્યાં મહાકાળી બિરાજે છે,
જસની નોબત ઘણી વાગે છે.—ચલ્લુજી.
દરવાજા સુંદર છે સારા, કોઠા અમરૂખ મેલ્યા સારા,
તે દેખીને શત્રુ હાર્યા.— ચલ્લુજી.

કૃષ્ણાના મહેલ ઘણા સારા, ફરતી ઘુંઘટડાની ધારા,
ત્યાં સંઘ ઉતર્યા કંસારા.--ચલ્લુજી.

સુરજ પોલ સુરજ સરખી, એવી શોભા નવ નીરખી,
મહાકાળીની મોટી દ્રષ્ટી —ચલ્લુજી.

ત્યાં દુધ સરોવરના પાણી, જલમાં કાંઇ ન મળે એંધાણી,
એવી શોભા મેં નવ જાણી.—ચલ્લુજી.

તારા દાસ સદા મંડળ કહે છે તે સદા મુંબઇમાં રહે છે,
તેને મા આશીશ બહુ તો દે છે.—ચલ્લુજી.

——:૦:——

( ૮ )

## શ્રી હરસીદ્ધ માતાજી સ્તવન

ધન ધન હરસીદ્ધ ઉજ્જન માય કે, વર્ણન શા કરૂં રે લોલ,
માજી તારા મંડપ દરશન જોઇ કે, મન મારાં હર્યાં રે લોલ.—૧

સીંધીઓ દોલતરાવ સમશેર કે, જીત્યો આપથીરે લોલ,
જેપુર જોધપુર બુંદી કોટ કે, દેશ લીધા ઘણારે લોલ.—૨

લીધા લાહોર ને મુલતાન કે, તેમાં નહિં મણાંરે લોલ,
ઘેરો પુના ઉપર તાણ્યો કે, વર્ણન તે તણુંરે લોલ.—૩

પુને બાજીરાવ તખત બેઠો કે, હમણાં આ ઘડીરે લોલ,
એવો તરવારે જશ આપ્યો કે, હરસીધ્ધ માવડીરે લોલ.—૪

ધન ધન હરસીધ્ધ ક્ષીપ્રા માત કે, વાસો ત્યાં વસ્યારે લોલ,
પાડયું પરદુઃખ ભંજન નામ કે, કારજ તેના સર્યાંરે લોલ.—૫

આવ્યો આશ્વીન કેરો માસ કે, રમવા નીસર્યાંરે લોલ,
પેર્યાં ચરણા ચોળી ચીર કે, લેઘો લાઇને રે લોલ.—૬

કંઠે મુકતા ફળનો હાર કે, છે નવસારનોરે લોલ,
ત્યાંથી ઉઠયાં હરસીધ્ધ માય કે, ભટની પોળમાંરે લોલ.—૭
આવી વસીયાં દેહરામાંય કે, જમણી ઓળમાંરે લોલ,
દેહરૂં દશ દહાડામાં કીધુ કે, સૌ ટોળે મળીરે લોલ.—૮
આણ્યું ઇંટો ચુનો સાર કે, છોઇ ચુના કળીરે લોલ,
શીવ માકાળેશ્વર મહારાજ કે, દેહરામાં વસ્યારે લોલ.—૯
ધન ધન લોક તણું ધન ભાગ્ય કે, શીવજીએ દયા કરીરે લોલ,
આવ્યો આશ્વીન કેરો માસ કે, પડવો શુભ મતીરે લોલ.—૧૦
કીધા નવે નીવેધાં સાર કે, જમીઆં ત્રણે મળીરે લોલ
સામાન વેગે કીધો ત્યાર કે, કોઇ જાણે નહિંરે લોલ.—૧૧
એવો હરસીધ્ધનો પરતાપ કે, ત્યાં ખુટે નહિરે લોલ,
આઠમ નવરાત્રીને દહાડે કે, હવન હોમ થાયછેરે લોલ—૧૨
નાળીએર સોપારીને ચુંદડી કે, ઘૃત હોમાય છેરે લોલ,
જે કોઇ માનો ગરબો ગાય કે, તેને સુખ આપશેરે લોલ—૧૩
આપે પુત્ર કેરી જોડ કે, બંધાવે માજી પારણારે લોલ,
કર જોડીને કહે સૌ દાસ કે, ઉપલેટમાં વસ્યારે લોલ.—૧૪
માજી તમે તમારૂં જાણો કે, મંડળ જાણે નહિરે લોલ,
સૌ કરે અરજ તમારી કે, ફળ આપો ઘણુંરે લોલ. - ૧૫

——::——

( ૯ )

## શ્રી બહુચરાનું સ્તવન.

મારી બહુચરા બાઇરેમાં, એક દિન આઇજી આનંદમાં—મારી૦
મારી બહુચરા બાઇરેમાં, બહુચરાજી બહુ સુખ સ્કંધમાંરે.
મારી બહુચરા બાઇરેમાં, પ્રતિપદા તે આસુ તણીરે,
મારી બહુચરા બાઇરેમાં, સવારે ઉઠયાં શીરોમણીરે.

મારી બહુચરા બાઇરેમાં, માત મારજન કરવા ગયારે,
મારી બહુચરા બાઇરેમાં, વસ્ત્ર આભુષણ મંગાવીઆરે.
મારી બહુચરા બાઇરેમાં, ઘણાં ઘણાં રંગ માએ ધર્યારે,
મારી બહુચરા બાઇરેમાં, માજંન કરીને ઘેરે આવીઆંરે.
મારી બહુચરા બાઇરેમાં, જાલ ઝબુકે શોભે ચુંદડીરે,
મારી બહુચરા બાઇરેમાં, મુખમાં ભર્યારે માએ બીડલાંરે.
મારી બહુચરા બાઇરેમાં, ગરબા રમવાનું માએ મન થયુંરે,
મારી બહુચરા બાઇરેમાં, ચોસઠ બેનુને તેડાવીઆંરે.
મારી બહુચરા બાઇરેમાં, કુંકુમ છાંટીને કાગળ લખીઆરે,
મારી બહુચરા બાઇરેમાં, કાળકાજી વેગે વહેલા આવજોરે.
મારી બહુચરા બાઇ માં, કાળકાજી ઉપર કાગળ લખીઆરે,
મારી બહુચરા બાઇરેમાં, સાથે તુળજાને તેડી લાવજોરે.
મારી બહુચરા બાઇ માં, ચેસઠ બેનુ વેગે આવીઆરે,
મારી બહુચરા બાઇરેમાં, નોરતાંના નવ દિવસ આવીઆરે.
મારી બહુચરા બાઇરેમાં, માએ મુનીને તેડાવીઆરે,
મારી બહુચરા બાઇરેમાં, સહસ્ત્ર અઠ્ઠાશી રૂષિ આવીઆરે.
મારી બહુચરા બાઇરેમાં, મુની કહે કે માત શું કહોરે,
મારી બહુચરા બાઇરેમાં, નોરતાંના નવ દિવસ અહિં રહોરે.
મારી બહુચરા બાઇરેમાં, હું રે નવરાત્રી કરૂં રીતસુંરે,
મારી બહુચરા બાઇરેમાં, ખંતે થઇને કહું ખરૂંરે.
મારી બહુચરા બાઇરેમાં, મૃતિકા મંગાવી મુની જનેરે,
મારી બહુચરા બાઇરેમાં, સ્થાપન કીધું તે કુંભનું ભલુરે.
મારી બહુચરા બાઇરેમાં, સાવ સોનાનો ગરબો કર્યોરે,
મારી બહુચરા બાઇરેમાં, જવના જવારા માએ વાવીઆરે.
મારી બહુચરા બાઇરેમાં, ગંગાજળે તે સીંચાવીઆરે,
મારી બહુચરા બાઇરેમાં, માણેક મોતીની માંવી કરીરે.

મારી બહુચરા બાઇરેમાં, ચોક ચાંચર આણી ધરીરે,
મારી બહુચરા બાઇરેમાં, ગરબે રમવાને સહુ આવીઆરે.
મારી બહુચરા બાઇરેમાં, આદ્ય સ્થાનક સરવે લાવીઆરે,
મારી બહુચરા બાઇરેમાં, છંદ ઉપાડયા જેમ શોભતારે.
મારી બહુચરા બાઇરેમાં, માથે તે ગરબો ઓપતોરે,
મારી બહુચરા બાઇરમાં, ખાધા પીધા તે કલ્લોલશુંરે.
મારી બહુચરા બાઇરેમાં, મુખડા ભર્યા તે તંબોળશુંરે,
મારી બહુચરા બાઇરેમાં, તાળી પડે તે એક તાલમાંરે.
મારી બહુચરા બાઇરેમાં, દૈત્ય ઉપાડયો એક સાનમાંરે,
મારી બહુચરા બાઇરેમાં, ખાધા પીધા તે ભલી ભાતસુંરે.
મારી બહુચરા બાઇરેમાં, શીખ કરી તે સનમાનસુંરે,
મારી બહુચરા બાઇરેમાં, તમ પરતાપે ગરબો કર્યોરે.
મારી બહુચરા બાઇરેમાં, ભટ વલભ તારો ખરોરે,
મારી બહુચરા બાઇરેમાં, પ્રીતે કરીને ગાયો ખરોરે.

——:o:——

## ( ૧૦ )

## રાવણ મંદોદરી સંવાદ.

હો રાણાજી રામની સંગાથે રાડ ન કીજીએ,
કહે મંદોદરી રઘુવીર કેરા ચરણો ધોઇ ધોઇ પીજીએ.

એને બ્રહ્માદિક સુખ આપે છે,
એના ચાર વેદ ગુણ ગાયે છે,
મોટા મુનીવર સરખા ગાયે છે.—હો રાણાજી.
એને ચરણે રજ અહલ્યા તારી,
એ નારી વઇકુંઠ સીધાવી,
એવા રામ નામ પર હું વારી.—હો રાણાજી.

એણે બળી પાતાળ ચાંપ્યો કેવો,
શ્રી રઘુવીરને તમે સેવો,
એણે વામન વેષ લીધો કેવો.—હો રાણાજી.
મને પાછલી રાતનું સ્વપ્ન થયું,
જાણે રાવણ કેરૂં રાજ ગયું,
પેલા વીભીક્ષણનું કાજ થયું.—હો રાણાજી.
તમે કહ્યું નમાનો શું પાપી,
સતી સીતા દયો પાછી આપી,
તારાં દશ મસ્તક લેશે કાપી.—હો રાણાજી.
હું જ્યાં જાઉં ત્યાં એ આવે,
એ અનેક રૂપ લઇને આવે,
એ આજ આવ્યો મારે દ્વારે.—હો રાણાજી.

હે મંદોદરી રામને નમવાનું મારે નીમ છે,
શું શોર કરો આદને અનાદે મારે એમ છે.

મારે સમુદ્ર સરખી ખાઇ છે,
મારે કુંભકરણ ભડ ભાઇ છે,
મારે સવા લક્ષ જમાઇ છે.—હે મંદોદરી.
મારે ઐરાવત આકાશ વસે,
મારે મૈરાવણ પાતાળ વસે,
મારે ઇંદ્રજીતને કોઇ ન કસે.—હે મંદોદરી.
મારે વાયુ આવી વાસીદુ કરે,
મારે બારે મેઘ પાણીડા ભરે,
મારે રીદ્ધ સીદ્ધ રસોઇ કરે.—હે મંદોદરી.
મારે અગ્નિ આવી અન્ન આગળ ધરે,
મારે શીવજી આવીને અરજ કરે,
મારે ઇન્દ્ર આવીને છત્ર ધરે.—હે મંદોદરી.

મારે ચાંદો સુરજ દીવાઓ ધરે,
મારે કુબેર આવી ભંડાર ભરે,
મારે નારદ આવીને નૃત્ય કરે.—હે મંદોદરી.
મેં તે વિધાત્રીની ગત જાણી,
મેં તો નવે ગૃહ બાંધ્યા તાણી,
હું જઇ લાવ્યો રાઘવ રાણી.—હે મંદોદરી.
છેલ્લી શીખામણ નાર તણી,
તારા રૂદે કમળમાં જોની વળી;
ચૌદ લોકમાં શ્રી રામ ધણી.—હો રાણાજી.

——;o:——

(૧૧)

## શ્રી કૃષ્ણ જન્મ સ્તવન.

ગણપત લાગું જી પાય, ગરબો ગાવાનું મન ધર્યું રે,
સમરૂં શારદાજી માય, વાણી વીણાની આચરૂ રે.
વાસુદેવ કેરી નાર, જેનું નામ છે દેવકીરે,
પામી દેવ મોરાર, આદ્ય અંબા સેવા થકીરે.
જેનો વીરો કંસરાય, મથુરા પુરીનો રાજીઓરે,
કાઢ્યો ભગીનીનો વંસ, મૂરખ મનમાં ન લાજીઓરે.
તેને માર્યાં ખટ બાળ, હૈડે હિંસાથી નવ ડર્યોરે,
સમે આવી પહોંચ્યો કાળ, કુંભ પાપે પુરો ભર્યોરે.
દેવકી ભજે ભગવાન, સુધ્ધ લેશે વઇકુંઠ ધણીરે,
વીનંતી સુણજો હરી કાજ, મુજ આશ છે તમ તણીરે.
સામુ જોયું વિશ્વધાર, દિન જાણી દયા કરીરે,
થયો અષ્ટમો અવતાર, પુરણ પ્રગટયા ત્યાં શ્રી હરીરે.

જાણે કોટી ઉગ્યા ભાણ, એવું તેજ ત્રીકમ તણું રે,
તેને કરીએ પ્રણામ, ધ્યાન ધરીએ પરીભ્રમનું રે.
એમ બોલ્યા વાસુદેવ, રખે વાત જાણી પડેરે,
તે લઇ ચાલ્યા તતખેવ, ગોકુળ ગામને ગોંદરેરે.
ગોકુળ મેલ્યા મહારાજ, ત્યાંથી લીધી છે વીજળીરે,
જમનાજીએ દીધો માર્ગ, શેષ નાગે છાયા ધરીરે.
વાસુદેવ આવ્યા ઘેર, સેજે મુકી છે દીકરીરે,
મૂકયા હતા રખેવાળ, સેવક સર્વગ આયુધ ધરીરે.
તે સૌ પામ્યા નીંદ્રાય, વાણે વાત જાણી પડીરે,
બાળ પ્રગટયું ઘરમાંય, કંસ આવ્યો ઘોડે ચડીરે.
કયાં છે દેખાડોને બાળ, તેના મારી કટકા કરૂં રે,
ખોળે મૂકી તત્કાળ, કંસે મારવાનું મન ધર્યું રે.
વીજળી ઉડી આકાશ, બળ તેણે કીધું ઘણું રે,
વાણી બોલી પ્રકાશ, તારો વેરી ગોકુળ ભણીરે.
થયો રાંભો કંશરાય, વીલું મોઢું લઇને ગયોરે,
પછી વિચાર્યું મનમાય, કોઇ શત્રુ પેદા થયોરે.
દેવકી ને વાસુદેવ, કાળાગૃહમાં તે નાખીઆરે,
ત્યાંથી ચાલ્યા તતખેવ, ઘોડે પાખર નાખીઆરે.
માતા જશોદાને ઘેર, નાટક રમત થાય છેરે,
તરીઆ તોરણ બંધાય, માનુંની મંગળ ગાય છેરે.
કહે નંદજી તાત, મુજ ભાગ્ય ઉદય થયોરે,
હરખે આંસુ આવ્યા પાંચ, પ્રભુજીએ દયા કરીરે.
દુઃખડે વરસ્યા છે મેઘ, સાકર કેરા કરા પડયારે,
મંદીર રંગ્યા મહારાજ, કુમ કુમ કેરા દીધા છડારે.
પુત્ર પામી સુજાત, વાજાં વાગે બહુ ભાતનારે,
કહે નંદજી તાત, ભામણાં લઉં અંબા માતનારે.

આવ્યા ચારણને ભાટ, દાન પુન કીધાં ઘણાંરે,
ગોકુળ થયું ઘેંઘાટ, અંબા મા દે વધામણાંરે.
મોતીડે ભરાવોને થાળ, ગાગર બેડાં ચડાવીઆરે,
વાજે મૃદંગને તાળ, મંદીર માતાને આવીઆરે.
માનો મોટો મહીમાય, પૂજા બહુ વીધે લાવીઆરે,
પુંજી લાગે છે પાય, મુકતા ફળે વધાવીઆરે.
પુત્ર તેડી ઉછરંગ, માને ચરણે નમાવીઆરે,
અંબા થયાં છે પ્રસન્ન, ખોળે બેસાડી રમાડીઆરે.
એ છે અનાથનો નાથ, ખડખડ મનથી હસેરે,
માએ મુકીઓ શીર હાથ, એથી સુખીયાં થસેરે.
થશે પૃથ્વીનો ભુપ, પ્રજા સઘળીને પાળશેરે,
કોઇ કારણ વસાત, શોક સરવેના ટાળશેરે.
સંગે સઘળી વ્રજનાર, તેની માંહે મુકુંદજીરે,
બાળ ચરિત્ર અનેક, એક જીવ્યાથી શું કહુંરે.
પાર પામે નહિ શેષ, અકકલ ગતિ તેની શું કહુંરે.
પહેર્યાં પીતાંબર સાર, કરમાં ગ્રહી છે લાકડીરે,
કેડે ગુંજાનો હાર, પાયે ચડવાને ચાંખડીરે.
શીર પર બાંધ્યો છે મોર, ખાંધે નાંખી છે કામળીરે,
વાલો કરે છે કલોલ, સુરત જોતાંમાં શામળારે.
ગાયો ચારે છે ગોપાળ, લીલા રચી વંદ્રાવનમાંરે,
વાગે વેણું રશાળ, પેઠા રાધીકાના તનમાંરે.
વળી શા કરૂં વખાણ, દાણ લે છે તે દહીં તણુંરે,
રાધા કેરો છે પ્રાણ, વીલો મુકે ન એક ક્ષણુંરે.
નવલ નંદ કીશોર, રાસ રમત માં રીઝયા ઘણુંરે,
નેણાં મલકે ચકોર, સુંદર વન શોભામણુંરે.
ગાયો ગોકુળનો છંદ, વીત્યા વરસ અગીયારમાંરે,
ગોપી પામી આનંદ, વાલાજીના વીહારમાંરે.

જેના પ્રાક્રમ અપાર, વેદ વ્યાસની વાતમાંરે,
કેતાં થાય વિસ્તાર, વાંચે વેદ પુરાણમાંરે.
પછી માર્યો કંસરાય, કેશ ઝાલીને પછાડીઓરે,
તેના ઉઠા છે હંશ, સેજે સ્વર્ગે પહોંચાડીઓરે.
થયો મથુરાનો રાય, માત તાતને છોડાવીઆરે,
આનંદ ઓછવ થાય, સ્વજન સરવે તેડાવીઆરે.
સજ્યા શોળ શણગાર, રાજપુત્ર ને પટરાણીઓરે,
મહીમાં વધ્યો અપાર, વેદ શાસ્ત્ર પુરાણમાંરે.
વઇભવ કહયો નવ જાય, હાથી ઘોડાને પાલખીરે,
સુંદર સજયા શણગાર, મદન મોહન સવા લખીરે.
બોલ્યા દેવકીજી માત, જોતો માન્યાં છે નોરતારે,
પછી આવ્યા છે નવરાત્ર, રૂપી ગોરને તેડાવીઆરે.
અંબા તેડયા છે ઘેર, પોતી સરવેની કામનારે,
પુજા કીધી બહુ પેર, પગે લાગે લળી લળીરે.
મોટા કીધા છે હોમ, પાઠ કરે અંબા માતનારે,
પારણાની છે નેમ, ભોગ નાના વીધી ભાતનારે.
માંડવી ની શોભાય, ગરબે રમે છે સુંદરીરે,
શ્રીફળ વસ્ત્ર અપાય, જોવા બેઠા છે શ્રી હરિરે.
પોચ્યા દેવકીના કોડ, નુન્ય એકે ન વાતનીરે,
ઉભા કરે છે કર જોડ, દાસ દલપતની વીનતિરે.
પુર્યા મનડાના કોડ, સજજન તેડાવો દુરથીરે.
ટાળો અસુરનો શોર, સુબો મોકલો હજુરથીરે.
ગરબો શીખે સુણે ગાય, શીશનામે અંબા માવડીરે,
રાકે ત્રીભુવન રાય, આશા પુરે અંબા માવડીરે.
મંગળ ગરબો સૌ ગાય, સેવા માગે છે માતનીરે,
આનંદ પુરો હૈયામાંય, ગુણ ગાયે ઉમંગથીરે.

——;o;——

( ૧૨ )

## શ્રી મહાકાળીનો ગરબો.

માજી તું પાવાની પટરાણી, ભવાનીમાં કાળકારે લોલ,
માજી તારે ડુંગરડે ચડવું કે, અતિ ઘણું દોહલુંરે લોલ.
માજી તારાં મંડપના દરસન કે, કરવાં સોહ્યલાંરે લોલ,
માજી તારે દામોદરજી કુંડ કે, પરજે પેદા થયોરે લોલ.
માજી કાંઇ ગળે મનુષ્યના હાર કે, માને સહુ માનવીરે લોલ,
માજી તારા કુકડીઆ દશવીશ કે, જઇ વનમાં ચરેરે લોલ.
તેને મુગલે મારી ખાધા કે, બોલાવ્યા પેટમાંરે લોલ,
માજી તારા સેવકીઆ દશવીશ કે, બે ભાગી ગયારે લોલ.
માજી તારા બાળપણાનો બેલી, બુઢીઓ બેસી રહ્યોરે લોલ,
માજી તારે કાંબી કડલાં જોડ કે, જાજરી ઝમઝમેરે લોલે.
માજી તારે અણુવટ વીંછીઆં પાયકે, ઘુઘરા ઘમઘમેરે લોલ,
માજી તારે દશે આંગળીએ વેઢ કે, પોચાં વરવરીરે લોલ.
માજી તારે સરવણ ઝબુકે ઝાલ કે, કંઠે હાર શોભતોરે લોલ,
માજી તારી ટીલડી તપે લલાટ કે, સેંથો પૂર્યો શોભીતોરે લોલ.
માજી તારે નાકે નકવેસર કે, માની શોભા બહુ બનીરે લોલ,
માજી તમો સજ્યા શણગાર કે, રમવા નીસર્યાંરે લોલ.
પીતાજીને ઘેર ચતુરા નાર કે, કાળકા શું બેનપણાંરે લોલ,
એની મારે ગરબે રમવા આવો, ભવાની કાળકારે લોલ.
પીતાજીને રાણીયું રમે ચાર કે, આઠમું એ કોણ રમેરે લોલ,
પીતાજીએ રાણીને પૂછી જોયું કે, એ નાર કોણ રમેરે લોલ.
પીતાજીએ દીલ વિચારી વાત કે, કાલ ઓડા બાંધશુંરે લોલ,
અંબાજી વલીઆ એકાએક, જાલ્યો માનો છેડલોરે લોલ.

માગ માગ પાવાના રાજન કે, ત્રુષ્ટમાન હું થઇરે લોલ,
માગું માગું એટલું વરદાન કે, મોલે પધારજોરે લોલ.
ફટફટ પાવાના રાજન કે, એ શું બોલીઓરે લોલ,
માગ માગ ઘોડાની ઘોડાળ કે, હસ્તી જુલતારે લોલ.
માગ માગ ગ્રંથને ભંડાર કે, ખજાના અતિ ઘણાંરે લોલ,
માગ માગ પુત્રને પરીવાર કે બંધાવું ઘેર પારણાંરે લોલ.
માગ માગ ઘેલુડી ગુજરાત કે, બાણું લાખ માળવારે લોલ,
માગું માગું એટલું વરદાન કે, મોલે પધારજોરે લોલ.
ફટ ફટ પાવાના રાજન કે, પાવો તારે પાપે ગયોરે લોલ,
મુઢમતી તું થયો રાજન કે, હું દેવી કાળકારે લોલ.
અંબાજી થયા છે અલોપ કે, પીતાજીએ હાથ ધાયારે લોલ,
માજીએ લીધો ચારણનો વેશ કે, નાયબપણે પોતે થયારે લોલ.
માજીએ લશ્કર હાંકા લાખ કે, મુગલ દત્યનારે લોલ,
પોઠમાં ભરીઆ મુગલ દઇત્ય કે, પાવાગઢ પરવાર્યારે લોલ.
પોળે આંધળીઓ દરવાન કે, પૂછવા લાગીઓરે લોલ,
કોને ભાઇ કયાંથી આવી પોઠ કે, પોઠમાં શું ભર્યુંરે લોલ.
પોઠમાં ભર્યાં આંબા સાખ કે, પીતાજીને ભેટજ છેરે લોલ,
બુઢીએ ત્યાંથી વરતી વાત કે, ભાલાં નાખીઆરે લોલ.
ભાથા નાંખીઆં પોઠ માંઇ કે, મુગલો નીસર્યારે લોલ,
નીસર્યાં હસ્તીઆ હેબત ખાય કે, ખપર છે હાથમાંરે લોલ.
કાળકાજી લેજો પેહેલો ભોગ કે, દરવાણી તમને ચડયોરે લોલ,
ગઢમાં ધાલ્યા મુગલ દઇત્ય કે, પાવાગઢ પરવર્યારે લોલ.
માતાજીએ પાવે ચઢીને જોયું કે, દલ દીઠું બહુરે લોલ,
માથે દુધીયું તળાવ કે, તે સુકાઇ ગયુંરે લોલ.
પીતાજીએ ખોદાવ્યા એ કુંડ, જળ માહીં નવ રહ્યુંરે લોલ,
પીતાજીએ દલ વિચારી વાત કે કોપ કાળકાનો થયોરે લોલ.

પીતાજી જઈને લાગ્યા પાય કે, સ્થીર સ્થાપીઆરે લોલ,
અબુદ્ધિથી હું અજ્ઞાની અંધ કે, માને નવ ઓળખ્યારે લોલ,
રેપ્યું ચવદું ચાંપાનેર કે, કાળકાને પાયે પડું રે લોલ,
તારા ગુણ ગાય મંડળ સૌ કે, ચરણે રાખજોરે લોલ.

---

( ૧૩ )

## શકતીના શણગારનો ગરબો.

પ્રથમ પાર્વતીના પુત્રને પાયે નમું રે લોલ.
દીન જાણી દીયો વાણી સહુને ગમોરે લોલ.
સરસ્વતી તણાં ચરણ પ્રતાપથીરે લોલ.
નવે નીધરીધ્ધ આપો આપથીરે લોલ.
કરૂં ગાન ધરૂ ધ્યાન બહુચરા તણું રે લોલ.
કેરો સાર વારંવાર શું કહું ઘણું રે લોલ.
આજ બહુચરાજી માત ગરબે રમેરે લોલ.
સુરનર મુનીવર સહુને ગમેરે લોલ.
માજીરૂપ રાધકા થકી ઘણું ગણીએરે લોલ.
કોટી કામ શશી સૂર્યની છબી હસીરે લોલ.
રતી રોહીણી રંનાદે આદી સુંદરીરે લોલ.
પલક પલવટે ઉભા રમા પુરંદરીરે લોલ.
વેણુ વાસુકી સરીખી શીશ રાજતીરે લોલ.
ક્ષુદ્ર ઘંટ ગોફણાને મધ્ય ગાજતીરે લોલ.
ભરી માથે મુગ્ટ તે મહા મુલ્યનીરે લોલ.
રાજે રાખડી રૂડી તે રત્ન તુલ્યનીરે લોલ.

ફુલી ખેટલી સેંથો ભર્યોસમો પડયોરે લોલ.
ચાક ચમરી શું ચોટલો કરી ચડયોરે લોલ.
સ્વરણું સીંદુર આકાશ સર્વ સાપનારે લોલ.
સોલ શોભીતા શણગાર સરવ નીપજ્યારે લોલ.
કાને વલીયા જડાવ ઝાલ ઝુમખાંરે લોલ.
જોતી મોતીએ પેરાવ્યાં લુમ્બ જુમખાંરે લોલ.
સોના સાંકલી સરી શીકકી જડામણીરે લોલ.
કોર તોરણુ મોતીની દીસે દામણીરે લોલ.
અરધ ચંદ્રમાં કપોલ શું કથીરે લોલ.
ચૌદ ભુવન માંહી બહુચરા સમુ નથીરે લોલ.
ભાલ લાલ કુંમકુંમની રાતડીરે લોલ.
તપે ટીલડી કહી ન જાય ઘાટડીરે લોલ.
ત્રીકુટી મધ્યે સીંદુરની બીંદી કરીરે લોલ.
ચોડયા ચોખલા કપાલ લાલ શું ભરીરે લોલ.
ભ્રકુટી કમાન કાન કોર શું અડીરે લોલ.
ચીરની લીલા વિદેહી કરે તે ઘડીરે લોલ.
આંખ ઉપમાં ને નવે કોઇ પલવટેરે લોલ.
વરણુ વરણવુંરે જે અન્ય ઉપમાં ધરેરે લોલ.
પદમ દીપક તાર તેજ ત્યાં ગળ્યારે લોલ.
મીન ખીજંન મૃગ માન મુકીને પળ્યારે લોલ.
લક્ષ બેઉ કાંતી તીલકની લીલા જુએરે લોલ.
ગોરા ગાલમાં ત્રીલોક મોહયા તાજુવરેરે લોલ.
માહે રૂપ ધર્યું બહુચરાજી બાલીએરે લોલ.
ગૃહ ચાર રમા વેસરની વાલીએરે લોલ.
ગુરૂ હેમલાલ ભોમ ભ્રગુ મુકતામાંરે લોલ.
શની કીકીએ જણાય જોતાં જુકતામાંરે લોલ.

અધર બીજા પ્રવાલ લાલમાં મલીરે લોલ.
દંત પંક્તિ જુક્તિ દાડમ કેરી કળીરે લોલ.
ચળકે ચુનીઓ જડાવ ભાવ રેખમાંરે ઘોલ.
વદન નીરખતાં ન આવે મીન મેખમાંરે લોલ.
હાવ ભાવ શું કટાક્ષ નેન સેનતુરરે લોલ.
ચીંબુક ચારવીંચ ઈંદુ બીંદુ મેનનુરે લોલ.
કંઠ કોકીલા કપોત જોત પતિનીરે લોલ.
ભાનું જુગતી ને પ્રણામ તે ઉગ્યો તણીરે લોલ.
કોટે ફુલમાલા ચંપાકળી ચમકતીરે લોલ.
ઘણી ઘુઘરી અતીસે દીસે ધમકતીરે લોલ.
મલે ઘરેણાં થયાં ઘણાં ઘસુબલેરે લોલ.
કનક સાંકળી તુશદોરાને ઝમણેરે લોલ.
હીરા સાંકળાં પાસાની સેર ચારનીરે લોલ.
મુકતા માલાને એકાવન હારનીરે લોલ.
બે હમેલમાં હીરાના ઝબકારડારે લોલ.
પારી જાતક કેરી ચંદારના હારડારે લોલ.
બહુ દંડ જુગમ સુંઢ સરીખા સહીરે લોલ.
હાથ હાથની હથેલીએ મચ્યાં મહીરે લોલ.
અણી અદભુત અંગુઠા સંગ આંગલીરે લોલ.
અનુમાનમાં આવે તે મગની ફળીરે લોલ.
નખ વીસરાત દીવસે તારા તપેરે લોલ.
અન્ય ઉપમાનો અર્થ વ્યર્થમાં ખપેરે લોલ.
બાંહે બાજુબંધ બેરીખાં ને ફુમતાંરે લોલ.
બાંધ્યા વાદળાં બન્યાં રહયાં ઝઝુમતાંરે લોલ.
પ્રાણ ચુડલો પ્રમાણ ચતુર રંગનોરે લોલ.
અતિ અરૂણ તરૂણ દંત તે માતંગનારે લોલ

બહુકોરમાં જડાવ લાલ લાંકણીરે લોલ,
મધ્ય માણેક હીરાનો હાથ કાંકણીરે લોલ.
હાથે પોંચીઓ જવાલી ભાળીકા ગણીરે લોલ.
છલ છાપ આરશી અતી ઉમંગથીરે લોલ.
ઉર ઓપતું રશાલ તે વીશાળશુંરે લોલ.
કમળ કોશ કુચ અમમાં મહાલશુંરે લોલ.
કંચુકી કનક તાર હાર શું બનીરે લોલ.
ચુવા ચંદન ચરચીત શોભે શોભતીરે લોલ.
લેંઘો બાલ્લનો પેર્યો તરંગ જુજવેરે લોલ.
કસબ કોર જેસ શાલું કસુંબે ચુવેરે લોલ.
પેટ પોયણી પ્રમાણ ક્ષીર લંકણીરે લોલ.
ઉદર ઉપર તે ત્રીવલી વલી રહીરે લોલ
નાભી કોમળ ફુલો કર્યા :સુમારનોરે લોલ.
ભર્યા વારી તે અખુટ ઇંદું સારનોરે લોલ.
કંઠે હેઠ હેઠ વાસો તે એકત્ર છેરે લોલ.
અધો મુખનું અંડ કેળપત્ર ·છેરે લોલ.
કેશ કીરીટ હરી નીતંબ સદલીરે લોલ.
જંઘા જુગમ તે અધોમુખ કદલીરે લોલ.
ચાર ચરણમાં ચીત્ર લખ્યાં છે ચો દીશેરે લોલ.
પગ .આંગળી વલ્યાં પંપાકલી જશારે લોલ.
જારી જાવક કટોરી હેમુ . નાનીયારે, લોલ.
ઇંદુ બોંબને આકારે એડી પાનીઓરે લોલ.
જેહર લંગર તોડાને ધુંઘરી તળેરે લોલ.
વાગે નપુરને વીછીંલે ચુની ચળેરે લોલ.
નયન કાજળ તે સાર્યાં કુમકુમ રોલશુંરે લોલ.
મંદ હાસ્ય કરે મુખ ભર્યા તંબોળશુંરે લોલ.
ઠંડી ઠાઠ આડ રાખી શંગમારે લોલ.

બાળી બહુચરા કલ્લોલ કરે રંગમાંરે લોલ.
કરે ગાન તાન પાત્ર હાથમાંરે લોલ.
રમે રમક ઝમક સખી સાથમાંરે લોલ.
દંતે ઘુંઘટ ગ્રહી રહી રસાળીઆરે લોલ.
એક એકથી લે હાથોહાથ તાલીઓરે લોલ.
કેશ પાશ કરી વાળીઆ અંબોલડારે લોલ.
ફરે ફુદડી ફરેને લે હંબોલડારે લોલ.
અખંડ ખેલ ખેલે બાલી બહુચરારે લોલ.
ત્રણ દેવ લે છે વારણાં ફરી ફરીરે લોલ.
વીષ્ણું વાંસડી વગાડે શબ્દ નાદશુરે લોલ.
ડાક વાગે મહાદેવ મરજાદશુંરે લોલ.
ધરી પાના પોથીઓ તે મહા ધુનમાંરે લોલ.
બ્રહ્મા વેદ ભણે મુખ ચારે ધુનમાંરે લોલ.
પુષ્પ ચંદન વરસાવે વળી દેવતારે લોલ.
અઠ્ઠાસી સહસ્ત્ર રૂપી સદા સેવતારે લોલ.
ગીરી સ્વેત તજી સેવક કાજે ધસીરે લોલ.
કળી કાળમાં ચુવાલમાં આવી વસીરે લોલ.
ભુર શુલેહ ભવાની કેરા ભેદનેરે લોલ.
આદ્ય મધ્ય અંતએ અગમ્ય વાદ વેદનેરે લોલ.
આ અખંડ ગરબો ગાય જે કોઇ માનવીરે લોલ.
ચરણ ચરણને ઉચ્ચારે સ્નના જાન્હવીરે લોલ.
નવે નીદ્ધ રીદ્ધ લીજીએ ઓવારણારે લોલ.
દેવ વાજીંઆ બંધાવે દ્વાર પારણાંરે લોલ.
મન મોહ્યા ગોખ ચાચર સોહામણારે લોલ.
ભટ વલ્લભ મેવાડો માને લે ભામણારે લોલ.

——;o;——

( ૧૪ )

# શ્રી મહાકાળી સ્તવન.

પાવા તે ગઢથી ઉતર્યાં મહાકાળીરે
માં પરવરીઆં ગુજરાત પાવાવાળીરે
માં સોળે કરો શણગાર મહાકાળીરે
માની ઓઢણી ઝાકઝમાર પાવાવાળીરે
માને કાંબી ને કડલાં શોભતાં મહાકાળીરે
માને ઝાંઝરનો ઝમકાર પાવવાળીરે
માને દશે આંગળીરે વેઢ. પાવાવાળીરે
માને નાકે નકવેસર શોભતું મહાકાળીરે
માને ટીલડી તપે લલાટ પાવાવાળીરે
માને સેંથે પુર્યો સીંદોરનો મહાકાળીરે
માને ચાંડલો વશીયલ નાગ પાવાવાળીરે
માં ચોસઠ બેનું તેડાવશું મહાકાળીરે
માં સાથે એકલ વીર પાવાવાળીરે
માં ફુલના દડા તે હાથમા મહાકાળીરે
માં પરવરીઆં ગુજરાત પાવાવાળીરે
માં પાટણ પરગણું તાહરૂં મહાકાળીરે
માં ગુરજર ખંડમાં ગામ પાવાવાળીરે
માં સનખલપુર સોહામણું મહાકાળીરે
માંનો તેને ટાડે પુરવાસ પાવાવાળીરે
માં સરવે મળીને કરી સ્થાપના મહાકાળીરે
માજી માન સરોવર માંય પાવાવાળીરે
માં કુકડીઆને સજ કર્યાં મહાકાળીરે
માં થયા તે ઘડી અસવાર પાવાવાળીરે

માં કેસરી વાઘા પેરીયા મહાકાળીરે
માં લીધું ભમર ભાલું હાથ પાવાવાળીરે
માં રમતા રમતાં નીસર્યાં મહાકાળીરે
આવ્યા માન સરોવર પાસ પાવાવાળીરે
માં સાથે લશ્કર માર મહાકાળીરે
આવ્યા માન સરોવર પાસ પાવાવાળીરે
માન સરોવર તલાવડી મહાકાળીરે
તેમાં ભરીઆં નીરમળ નીર પાવાવાળીરે
માં ઉતરીને કીધાં પોતીઆ મહાકાળીરે
માંએ નાહિને પીધુ નીર પાવાવાળીરે
માં ઘોડીનો ઘોડો થયો મહાકાળીરે
માં સ્ત્રીમાંથી પુરૂષ પાવાવાળીરે
માનો પરતપો ત્યાંથી થયો મહાકાળીરે
માનો પૃથ્વીમાં મહીમાય પાવાવાળીરે
માં હિંદુ કેરા દેવતા મહાકાળીરે
બળધારી બહુચર માય પાવાવાળીરે
માં લીલા તે રેજા ફરકે મહાકાળીરે
આવી મુગલ કેરી ફોજ પાવાવાળીરે
માં બહુચરમા એમ બોલીઆં મહાકાળીરે
અલ્યા માં લઇશ મારૂં નામ પાવાવાળીરે
માં મુગલે વાત મનમાં ધરી મહાકાળીરે
ચડયો મુગલ કેરી ફોજ પાવાવાળીરે
માં બહુચરમાના મૃગલા મહાકાળીરે
તે તળીઆ નાવા માંય પાવાવાળીરે
કુકડીયા ભોજન કીધા મહાકાળીરે

પછી ચડી તે માને રીસ, પાવાવાળી રે.
માં મુવા તે મૃગલા બોલીઆ, મહાકાળીરે.
મા અસુર તણાં ઘટમાંય, પાવાવાળીરે.
માં બહુચરમાં તમે કોપીઆં, મહાકાળીરે.
પછે આઇ થયાં અસ્વાર, પાવાવાળીરે.
માં ત્રીશુળ લીધું હાથમાં, મહાકાળીરે.
માં અસુર તણો કીધો નાશ, પાવાવાળીરે.
માં કુદી ઘોડો મારીઓ, મહાકાળીરે.
માં હાથી પાડયો એક, પાવાવાળીરે.
માં મોટો મુગલ એક મારીઓ, મહાકાળીરે.
બીજા મુગલોનો નહિ પાર, પાવાવાળીરે.
માં બળ કરી મુગલ મારીઆ, મહાકાળીરે.
માર્યો પાવ્યાનો ભાણેજ, પાવાવાળીરે.
માં સોમ થયું સૌ એકઠું, મહાકાળીરે.
માં ચાલ્યા તે મુગલ પાસ, પાવાવાળીરે.
તે મારૂં વાયું નવ કર્યું, મહાકાળીરે.
તેં હાથે વસાવ્યું વેર, પાવાવાળીરે.
ત્યાં હાથ જોડીને આવીઆં, મહાકાળીરે.
માને લળીલળી લાગે પાય, પાવાવાળીરે.
માં સોનાના ઘડાવું કુકડા, મહાકાળીરે.
માં લાવું મંડપ માંય, પાવાવાળીરે.
માં તારૂં દેવળ ફરી ચણાવશું, મહાકાળીરે.
માં ઉપર ધોળી ધ્વજાય, પાવાવાળીરે.
માં તારો ચાંચર સાધશું, મહાકાળીરે.
કહે વલ્લભ કોડે બાંધશું, પાવાવાળીરે.

——(૦)——

(૧૫)

## થાળનો ગરબો.

સરસ્વતી માતને વીનવું, ગણપત લાગું પાય,
મૈયા કરો મુજ માવડી, સમરૂં શારદા માય.
આસો મહિનાં કેરાં નોરતાં, દશરા કેરો દિન,
થાળ ભર્યો મેવા તણો, ભાવે કરો ભોજન.
અંબા બહુચરા ને કાળકા, હરસીદ્ધ ને હીંગળાજ,
બાકી તે બીજી ભવાનીઓ, સજી પોતાનો સાજ.
સોના સીંહાસન બેસવા, શકતીઓનો સાથ,
જુગતા જુગતી જોગણી, બેઠાં બન્ને પાસ.
સજીઆ સોળ સણગારમાં, પહેર્યાં દક્ષિણ ચીર,
કનક કળશની જારીઓ, ગંગા જમના નીર.
પેંડા પતાસા ને પુરીઓ, ખાજા જલેબી સાર,
ચતુરાંએ કીધાં ચુરમાં, ઘેબર ગળ્યો કંસાર.
મોદીક મોદીક ચુરમાં, મગદળ મેવા હોર,
બરફી બનાવી તરતની, જમતાં ન પડે જેર.
ગળી પુરી ગોળપાપડી, ગળમાણું ને ખીર,
વડા પુડા ને વેડમી, માલપુડા સુંદીર.
સેવઇઆં તલ સાંકળી, સુતરફેણી સેવ,
શેરો શ્રીખંડ ને સરકરા, જમસે સઘળા દેવ.
ભજીઆં કીધાં બહુ ભાતનાં, ભાજી ભીંડાના સાખ,
કોળા કારેલાં ને ચીભડાં, વાલોળ ને વંતાક.

ફળાં કંટોલા ને તુરીઆં, ગલકયાં ગવારની શીંગ,
સાખ સમારી સરવે તળ્યાં, જીરૂં મરી ને હીંગ.
છીણ્યાં રતાળુ ને આરીઆં, દુધી સરગવા ફુલ,
રાઇ ચડાવી કીધાં રાઇતાં, સુરણ સાખ અમુલ.
આદાં બીલ્લી કેરાં આથણાં, કેરી કરમદાં બોર,
લીંબું આંબોળીઆં ને લુણ્યાં, કેરી કઢણુ છે ગોળ.
ખાટાં તે દહીંનો મઠો કર્યો, દુધ કઢેલાં સાર,
ભરી રૂપા કેરા વાટકયા, મેલ્યા હારોહાર.
દાળ વઘારી વિવેકસું, આછા કમોદનો કુર,
પાપડ તળીઆ પ્રેમસું, થાળ ભર્યો ભરપુર.
કઢી કોહીંબરાની કાચરી, બીજોરાની ચીર,
મીઠું જોયે તો તમે માંગજો, મનડું રાખી ધીર.
જમી ઉઠયાં જ્યારે જોગણી, આચમન લીધાં સાર,
જુઠ લેવાને જુકી રહ્યા, સેવક જનનો સાથ.
લવીંગ સોપારી ને એલચી, કસ્તુરી બરાસ,
બીડાં બનાવ્યાં પાનનાં, સરવે કર્યો મુખવાસ.
આશુ સુદી દવાદસી, વાર લખ્યો બુધવાર,
થાળ ભર્યો દેવી તણો, આણી મન ઉલ્લાસ.
ભાવે ભવાનીને સેવતાં, ભવના પ્રાયશ્ચીત જાય,
નરનારી ચરણે નમે, રાખો ચરણની પાસ.
એ દેવીનો થાળ જે, ભાવે કરીને ગાય,
ગાય શીખે સુણે સાંભળે, તેનો વૈકુંઠ વાસ.

———:o:———

( ૧૬ )

## શ્રી ભવાનીનો ગરબો.

ગાવું છું ગણપતી રાયે, ભવાનીમાં.
શારદાજી થાઓ મૈયા સાહય, ભવાનીમાં.
ચરણ કમળ શીશનામું, ભવાનીમાં.
સનમુખ જો જો મૈયા સામું, ભવાનીમાં.
ગુણ તમારા ગાઉં, ભવાનીમાં.
નીરખીને પાવન થાઉં, ભવાનીમાં.
રૂદય કમળ વચ્ચે રહેજો, ભવાનીમાં.
દહાડી દહાડી દરશન દેજો, ભવાનીમાં.
ચાર વેદ રચ્યા તમે જાણી, ભવાનીમાં.
તમે વ્યાકુળ તમે વાણી, ભવાનીમાં.
ઘટ ઘટ રમતાં દેખું, ભવાનીમાં.
અખંડ રૂપ અવીનાશી, ભવાનીમાં.
તમે ગંગાને તમે કાશી, ભવાનીમાં.
ત્રીગુણ જનેતા કહાવો, ભવાનીમાં.
દાશ નામ નવાં ભાવો, ભવાનીમાં.
આદેને અનાદે તમે એક, ભવાનીમાં.
રૂપ તમારા અનેક, ભવાનીમાં.
કેણીપેર વરણુવ થાયે, ભવાનીમાં.
શેશનાગે ન સેવાયે, ભવાનીમાં.
વીલાશ કરો છો બહુ રંગે, ભવાનીમાં.
ચોસઠ જોગણીને સંગે, ભવાનીમાં.
તેવ તેવડીને મદમાતી, ભવાનીમાં.

છંદે તે ગરએ ગાતી, ભવાનીમાં.
ઘુઘરીને તાળીઓ વાજે, ભવાનીમાં.
ઝાંઝરીને ઝર ઘણા ગાજે, ભવાનીમાં.
તાલ મૃદંગ ચંદ ભેરી, ભવાનીમાં.
ઘેઘટ રંગમાં ઘેરી, ભવાનીમાં.
ચોસઠ વેદની ધુન, ભવાનીમાં.
ગરજી રહ્યું છે બ્રહ્માંડ, ભવાનીમાં.
ફરતા ફુદડીને ફેર, ભવાનીમાં.
દાશ ઉપર કરો મેર, ભવાનીમાં.
ઇશ્વરી થયા છો મતવાળી, ભવાનીમાં.
તેંવ તેવડીને દીયે તાળી, ભવાનીમાં.
અર્ધ સુગંધ ચંદ મ્હેકે, ભવાનીમાં.
ચર્ણો ચોળીને હાર લ્હેકે, ભવાનીમાં.
શીવ વીરંચી જુઓ નીરખી, ભવાનીમાં.
સકળ બ્રહ્માંડમાં નીરખી, ભવાનીમાં.
કનક કળશ હાથ જારી, ભવાનીમાં.
વિષ્ણુ રહ્યા છે નીહાળી, ભવાનીમાં
દેવ વીમાન ચડી દેખે, ભવાનીમાં.
જમીન આશમાન ધરી લેખે, ભવાનીમાં.
નવ દિન ગાય નવ જોગી, ભવાનીમાં.
ભાવે ભજોને બ્રહ્મા ભોગી, ભવાનીમાં.
દશમે દિન જે જે કાર, ભવાનીમાં.
પાવન થાય નરનાર, ભવાનીમાં.
કુસુમ ભરી વેણું વાલી, ભવાનીમાં.
છેલ્લે રમે છોગાળી, ભવાનીમાં.

લટકે મૈસાસુર માર્યો, ભ ાનીમાં.
સર્વ સેન્યા સહિત શંઘાર્યો, ભવાનીમાં.
ધ્રુમ લોચન ધંઘાસો. ભવાનીમાં.
ધુમર દવે દવે ઘોલ્યો, ભવાનીમાં.
ચંડ મુંડ મરડીને માર્યા, ભવાનીમાં.
ચોર્યાસી સીદ્ધને ઉગાર્યા, ભવાનીમાં.
રક્ત બીજ મારી રક્ત પીધાં, ભવાનીમાં.
દેવતાના કારજ સીધાં, ભવાનીમાં.
શુંભ નીશુંભ કીધા નાશ, ભવાનીમાં.
ત્રીલોકમાં તારો વાસ, ભવાનીમાં.
સેવકને રહેજો સાહય, ભવાનીમાં.
દરશન તમારા નીત્ય થાય, ભવાનીમાં.
સંવત અઢાર સાડત્રીશે, ભવાનીમાં.
ગરબો ગાવાને મન હાસે. ભવાનીમાં.
આસુ સુદ બીજ અંજવાળી, ભવાનીમાં.
શુક્રવારે થયા છો મહાકાળી, ભવાનીમાં.
મંડળ સેવાએ .પ્રેરાય, ભવાનીમાં.
ઉત્સવ સદાએ ઉજવાય, ભવાનીમાં
શીવરામ દાસ તમારો, ભવાનીમાં.
શરણે રાખીને ભવ તારો, ભવાનીમાં

——;o;——

( ૧૭ )

# પુનરાગમનનો ગરબો.

( મા પાવાગઢથી ઉતર્યાં મહાકાળીરે એ રાગ. )

હવે અમે અમારે ઘેર જઇએ, મા જય અંબે,
મા બોલ્યું ચાલ્યું માફ, માજી જય અંબે.
ત્હમે સેવક જન પ્રતિપાળ છો, મા જય અંબે,
ત્હમે દૈત્યો તણાં છો કાળ, માજી જય અંબે.
અમે શરણે ત્હમારે આવીયાં, મા જય અંબે,
સદા લેજો ભવાની સંભાળ, માજી જય અંબે.
સેવક જાણીને દયા કીજીએ, મા જય અંબે,
આવી ચાચર મુજરો લીજીએ, મા જય અંબે.
ત્હમે કૃપા કરો પરમેશ્વરી, મા જય અંબે,
ત્હમે દુખ હરોને દાતાર, માજી જય અંબે.
દીન જાણીને દુઃખડાં ટાળજો, મા જય અંબે,
સેવક ગણીને સદા પાળજો, મા જય અંબે.
શ્રી નવદુર્ગા નિતી પ્રકાશરે, મા જય અંબે,
ઉજવે નવરાત્રી દીન રાત, માજી જય અંબે.

॥ ૐ ॥

શાન્તિ: શાન્તિ: શાન્તિ:

——;o;——

# "શ્રી આદ્યશક્તિની આરતી."

—;o;—

જય આદ્યા શક્તિ મા, જય આદ્યા શક્તિ,
અખંડ બ્રહ્માંડ નિપાવ્યા (૨) પડવે પંડિત માં,
જયો જયો મા જગદંબે.

દ્વિતીઆ બે સ્વરૂપ, (૨) શિવ શક્તિ જાણું, મા શિવ. (૨)
બ્રહ્મા ગણપતિ ગાય (૨) હરગાયે હરમાં, જયો જયો૦

ત્રીજ તૃતિયા રૂપ, ત્રિભુવનમાં બેઠા, મા ત્રિભુવન. (૨)
દયા થકી તરવેણી (૨) તું તરવેણીમાં, જયો જયો.

ચોથ ચતુરા મહાલક્ષ્મી, માં સચરાચર વાપ્યાં માં સચ. (૨)
ચાર ભુજા ચો દિશા (૨) પ્રગટયાં દક્ષિણમાં, જયો જયો.

પંચમ પંચ રૂષિ, પંચમી ગુણ પદ્મા, માં પંચમી, (૨)
પંચતત્વ યાં સોહીએ (૨) પંચે તત્વોમાં, જયો જયો.

ષષ્ટી તું નારાયણી, મહિસાસુર માર્યો, માં મહિસા. (૨)
નરનારીના રૂપે (૨) વાપ્યાં સર્વેમાં, જયો જયો.

સપ્તમી સપ્ત પાતાળ, સંધ્યા સાવિત્રી, માં સંધ્યા. (૨)
ગૌ ગંગા ગાયત્રી (૨) ગૌરી ગીતામાં, જયો જયો.

અષ્ટમી અષ્ટ ભુજા, આઇ આનંદા, માં આઇ. (૨)
સુરનર મુનિવર જન્મ્યા (૨) તું મોટી અંબા, જયો જયો.

નવમી નવકુળ નાગ, સેવે નવદુર્ગા, માં સેવે. (૨)
નવરાત્રીના પુજન(૨) શિવરાત્રીના અર્ચન, કીધાં હર બ્રહ્મા, જયો.

દશમી દશ અવતાર, જય વિજયા દશમી, મા જય. (૨)
રામે રામ રમાડયા (૨) રાવણ રોળ્યો માં, જયો જયો.

એકાદશી અગીઆરસ, કાત્યાયની કામા, મા કાત્યા. (૨)
કાળસમા કાળિકા (૨) શ્યામાને રામા, જયો જયો.

બારસે બાળારૂપ, બહુચરી અંબામાં, બહુચરી. (૨)
બટુક ભૈરવ સોહીયે, કાળ ભૈરવ સોહીયે રહારાં છે તુજમા, જયો.

તેરસે તુળજા રૂપ, તું તારૂણી માતા, મા તું. (૨)
બ્રહ્મા વિષ્ણું સદા શિવ, (૨) ગુણુ ત્હારા ગાતા, જયો જયો.

ચૌદશ ચૌદા રૂપ, ચંડી ચામુંડા મા ચંડી, (૨)
ભાવ ભકિત કાંઇ આપો, સિંહવાહની માતા, જયો જયો.

પુનમે કુંભ ભર્યો, સાંભળજો કરૂણા, માં સાંભળજો (૨)
વસિષ્ટ દેવે વખાણ્યા, માર્કંડ દેવે વખાણ્યા, ગાઇ શુભ
લલિતા, જયો જયો.

સંવત સોળ સત્તાવન, સોળસે બાવીશમાં (૨)
સંવત સોળમાં પ્રગટયાં (૨) રેવાને તીરે, જયો જયો.

ત્રંબાવટી નગરી માં, રૂપાવતી નગરી, મા મછાવતી નગરી.
સોળ સહસ્ત્ર ત્યાં સોઇયે (૨) ક્ષમા કરો ગૌરી, દયા
કરો ગૌરી. જયો જયો.

શિવ શકિતની આરતી, જે કોઇ ગાશે, મા જે કોઇ. (૨)
ભણે શિવાનંદ સ્વામિ (૨) સુખ સંપત થાશે,
કૈલાસે જાશે, જયો જયો માં જુગદંબે.

——:o:——

## કપૂર-મંત્ર.

કર્પૂર ગૌરં કરૂણાવતારં, સંસારસારં ભુજગેન્દ્ર હારમ્,
સદા વસન્તં હૃદયાર વિન્દે, ભવં ભવાની સહિતં નમામિ.

——:o:——

# શ્રી મંત્ર પુષ્પાંજલી.

હરિઃ ૐ યજ્ઞેન યજ્ઞમયજન્ત દેવા સ્તાનિ ધર્માણિ પ્રથમાન્યા સન્ ॥
તેહનાકમ્મહિમાનઃ સચન્ત યત્ર પૂર્વે સાધ્યાઃ સન્તિ દેવાઃ ॥ ૧ ॥

ૐ રાજા ધિરાજાય પ્રસહ્ય સાહિને
નમો વયં વૈ, શ્રવણાય કુર્મહે

સમેકામાન્કામકામાય મહ્યં, કામેશ્વરો વૈશ્રવણો દધાતુ ॥

કુબેરાય વૈશ્રવણાય મહારાજાય નમઃ ॥ ૨ ॥

ૐ સ્વસ્તિ સામ્રાજ્યં ભોજ્યં સ્વારાજ્યં વૈરાજ્યં
પારમેષ્ટ્યં રાજ્યં મહારાજ્યમાધિપત્ય મયં
સમન્ત પર્યાયી સ્યાત્સાવ ભૌમઃ સાર્વાયુષ આન્તાદા પરાર્ધાત ॥ ૩ ॥
પૃથિવ્યૈ સમુદ્ર પર્યન્તાયા એકરાડિતિ તદપ્યેષ શ્લોકો ઽભિગીતો ॥
મરુતઃ પરિવેષ્ટારો મરુતસ્યા વસન્ગૃહે ॥ આ વિક્ષિતસ્ય કામપ્રેવિશ્વે
દેવાઃ સભાઃ સદ ઇતિ ॥ ૪ ॥

——:o:——

ૐ વિશ્વતશ્ચક્ષુરુત વિશ્વતો મુખો વિશ્વતો બાહુ રુત વિશ્વતસ્પાત્ ॥
સંમ્બાહુભ્યાન્ધમતિ સમ્પતત્રૈ ર્દ્યાવા ભૂમી જનયન્દેવએકઃ ॥

——:o:——

કાયેન વાચા મનસેન્દ્રિયૈર્વા-બુધ્યાત્મનાવા પ્રકૃતિ સ્વભાવાત્
કરોમિ યદ્યત્ સકલ પરસ્મૈ-શ્રી સદા શિવાયેતિ સમર્પયામિ ॥ ૫ ॥

——:o:——

## પ્રાર્થના.

આવાહનં ન જાનામિ, ન જાનામિ તવાર્ચનમ્ ।
પૂજાં ચૈવ ન જાનામિ ક્ષમસ્વ પરેશ્વરી ॥
અન્યથા શરણં નાસ્તિ, ત્વમેવ શરણં મમ ।
તસ્માત્ કારૂણ્ય ભાવેન, રક્ષ રક્ષ મહેશ્વરી ॥
ગતં પાપં ગતં દુઃખં, ગતં દારિદ્રય મેવચ ।
આગતા સુખ સંપત્તિ, પુણ્યાચ્ચ તવ દર્શનાત્ ॥
મંત્રહીનં ક્રિયાહીનં, ભક્તિહીનં જનાર્દન ।
યત્પૂજીતં મયા દેવી, પરિપૂર્ણં તદસ્તુમે ॥
યદક્ષર પદભ્રંષ્ટં, માત્રાહીનં ચયદ્ ભવેત્ ।
તત્સર્વં ક્ષમ્યતામ્, દેવી, પ્રસીદ પરમેશ્વરી ॥

——;o;——

## પ્રદક્ષિણા.

યાનિ કાનિચ પાપાનિ જન્માંતર કૃતાનિચ ।
તાનિ સર્વાણિ નશ્યન્તુ પ્રદક્ષિણામ્ પદેપદે ॥

——:o:——

## શ્રી ગણેશ સ્તુતિ.

વિઘ્નેશ્વરાય વરદાય સુર પ્રિયાય ।
લંબોદરાય સકલાય જગદ્ધિતાય ॥
નાગા ન નાય શ્રુતિ યજ્ઞ વિભૂષિતાય ।
ગૌરી સુતાય ગણનાથ નમો નમસ્તે ।



# શ્રી નવદુર્ગા પ્રસન્નોસ્તુ.



યાં કુંદે દુતુષ ર હાર ધવલા યા શુભ્ર વસ્ત્રા વૃતા ।
યા વીણા વર દંડ મંડિતકરા યા શ્વેત પદ્માસના ॥
યા બ્રહ્માચ્યુત શંકર પ્રભૃતિ ભિર્દેવૈ: સદા વંદિતા ।
સામાં પાતુ સરસ્વતી ભગવતી નિઃશેષ જાડયા પહા ॥



શુદ્ધાં બ્રહ્મ વિચાર સાર પરમાં, માદ્યાં જગત્ વ્યાપીનીમ્ ।
વીણા પુસ્તક ધારીણીમ મભયતામ્, જાડયાં ધકારા પહામ્ ॥
હસ્તે સ્ફાટીક માલીકાં વીદધતીમ્, પદ્માસને સન્સ્થીતામ્ ।
વંન્દે ત્વામ્ પરમેશ્વરી ભગવતીમ્, બુદ્ધિ પ્રદામ્ શારદામ્ ॥



માયા કુંડલની ક્રિયા મધુમતી, કાલીકલા માલીની ।
માતંગી વિજયા જયા ભગવતી, દેવી શીવા શાંભવી ॥
શકિત શકર વલ્લભા ત્રિનયનાં વાગ્વાદિની ભૈરવી ।
ૐ કારી ત્રિપુરાસુરા પરમસિ માત કુમારીશ્વરી ॥



**सर्वेऽत्र सुखिन: सन्तु सर्वे सन्तु निरामया: ।**
**सर्वे भद्राणि पश्यंतु मा काश्चिद दु:खभाप्नुयात्**

**ઇતિ સમાપ્તી.**

**ૐ શાંતી :** **ૐ શાંતી :** **ૐ શાંતી :**

અમારૂં કામ એ અમારૂં સરટીફીકેટ છે.

## ઈલેકટ્રીક ફીટીંગ કામ કયાં કરાવશો?

સસ્તુ અને સારૂ કામ કરાવવું હોય તો લખો:

# શ્રી લક્ષ્મીનારાયણ

# ઈલેકટ્રીક વર્કસ

ઇલેકટ્રીકને લગતો
દરેક જાતનો
ઇલેકટ્રીક સામાન,
ફીટીંગ કામ તથા
રીપેરીંગ કામ
વ્યાજબી દામે કરી
આપવામાં આવશે.



ઇલેકટ્રીક ફીટીંગ
કંત્રાકટર એન્ડ
રીપેરર્સ.

કુંભાર ટુકડા,
ભુલેશ્વર,
મુંબઇ નં. ૨.

એક વખત ઓર્ડર આપી ખાત્રી કરો.

બ્રાન્ચ—ઠે લાલભાઇની પાટ, મું. ભરૂચ.



પ્રોપ્રાયટર:—

**શીવપ્રસાદ લક્ષ્મીશંકર ઉપાધ્યાય.**

ॐ शं नो मित्र : शंवरुण : शं नो भवत्वर्यमा ।
शं न इन्द्रो बृहस्पति : शं नो विष्णुरुरुक्रम :
नमो ब्रह्मणे । नमस्ते वायो । त्वमेव प्रत्यक्ष ब्रह्मासि ।
त्वामेव प्रत्यक्षं ब्रह्म वदिष्यामि । ऋतं वदिष्यामि ।
सत्य वदिष्यामि । तन्मामवतु । तद्वक्तारमवतु ।
अवतु माम् । अवतु वक्तारम् ॥

ॐ शान्ति : शान्ति : शान्ति : ॥